

# સહૃદય શ્રધ્ધાળુ મિત્રના સૌજન્યથી





# આઈ શ્રી ખોડીયાર બાવની (બાવન દુહા)

## કવી "દાદ"

ગુરૂ લઘુ ગણીયા નહીં, પઢયો ન પિંગલ પાઠ,
દિલની વાણી દાદ કયે, શારદા દે જે સાથ ...૧
ચીત મારૂં જગને ચડયું, હડફેટે હડીયેં,
સુખ નાં કયાંઈ સાંપડયું, હવે ધોડયુ ધાબળીયે ...૨
બુડતાં નાવ બચાવતી, માં આવીને મઝધાર,
તને-કેમ ભુલુ કીરતાર! હું ક્ષણ ક્ષણ રદે ખોડલી ...૩
જે કરમાં તે જાલીયું, મારી-આરત આંગળીયુ,
માડી હવે ન મુક જે, હજુ પા પા પગલીયું ...૪
તું ઝરણું, તરશ્યા તણું, સરીતા રૂપ શકત્ત,
કિણ સારૂ ઢુંઢયા કરૂં, ઝાંઝવા રૂપ જગત્ત ...૫
લથડીયા નો તું લોબડી, થઈ ટેકો જો શંભ,
તો-કીં લગ સુકી લાકડી, હું ઝાલી રહું જગદંબ ...૬
અંતરના ઉંડાણમાં, રમતું તારૂં રૂપ,
સાચું, તુજ સ્વરૂપ, એની ખબરૂં ના રઈ ખોડલી ...૭

કાંઠે હડીયું કાઢીયું, જોયું બહુ જળમાંય,
બેઠી ત્યાં જઈ બાઈ, તું ક્ષીતીજ રૂપે ખોડલી ...૮
તું ચખથી કીરપા તણું, પગમાં કીરણ પડે,
તો-ધુંધળા કેડા ધરમના, જનની તરત જડે ...૯
રમતાં ભમતાં છોકરાં, જો-આઘાં નીકળી જાય,
તો-જનની સામી જાય, ખબરૂં લેવા ખોડલી ...૧૦
હણકંસથી, હહરાયને, તને પુકારી પ્રહલાદ,
તે દી-નરસીંહ રૂપે નાદ, તે ખંભમાં દિધો ખોડલી ...૧૧
પાંડવરી ધણ્ય પંડયથી, ચુંથે દુશાસન ચીર,
તેદી-લાંબી કીધી લીર, ખુટવા ન દીધી ખોડલી ...૧૨
પાંડવ પુત્ર પ્રજાળતી, જેદી-લાખા ગૃહરી લાય,
એને-બચાવીયાં જઈ બાઈ, ખરે વખતે ખોડલી ...૧૩
બચળા કારણ બાપડી, ટીટવી બાંધ્યો, તંત,
ઈ-ઘમસાણે ગજ ઘંટ, તું ખંભીને બેઠી ખોડલી ...૧૪
આગ્યું માંથી ઉગારવા, આવી હત નાં આઈ,
તો-બાળ વિણ બીલ્લી બાઈ, ખેરવત આંસુ ખોડલી ...૧૫

સેના સો તો સંચર્યો, સાયર સોરઠનાથ,
તેદી-ચકલી થઈ ભાલે ચડી, વરૂડી રૂપ વિખ્યાત ...૧૬
એરૂ વિરને આભડયો, ત્યાં ધોડી તું ડાઢાળ,
પેટ ફોડીને પાતાળ, તુ લાવી અમૃત ખોડલી ...૧૭
"નાગઈ" બોધન માનતો, મંડળીક મુકયું, માંણ,
ત્યાં તો-જાજર ગઢ જુનાણ, ખળભળવ્યો તે ખોડલી ...૧૮
બોચી બાકરશેખ ની, તું ચુસી ગઈ "સિંહ મોઈ,"
એના-ધખતાં પિવા લોઈ, તને ખુધા વ્યાપી ખોંડલી ...૧૯
ફોગટ ફાંફાં મારતાં, નવ ભાગ્યનું પાન ફરે,
એને-કે'જો કે ખોડીયારને, એકવાર યાદ કરે ...૨૦
ભુતડાં ઘર ભાળી ગાયાં, ફોગટ ભુવા ફરે,
એને-કે'જો કે ખોડીયારને, એકવાર યાદ કરે ...૨૧
વગર વાંકે જગતમાં, કોઈ નાહક જો કનડે,
એને-કે'જો કે ખોડીયારને, એકવાર યાદ કરે ...૨૨
દુબધા હટે ન દીલથી, કરણી પાપ કરે,
એને-કે'જો કે ખોડીયારને, એકવાર યાદ કરે ...૨૩

વાટ સુજે નહીં વિપતમાં, કોઈ ઉના શ્વાસ ભરે,
એને-કે'જો કે ખોડીયારને, એકવાર યાદ કરે ...૨૪
દુનીયાં જાકારા દીયે, કહયું ન કોઈ કરે,
એને-કે'જો કે, ખોડીયારને એકવાર યાદ કરે ...૨૫
જીવ સંસારી જાળમાં, ફેરા લાખ ફરે,
એને-કે'જો કે ખોડીયારને એકવાર યાદ કરે ...૨૬
અંત કાળે જો આતમો, માયાનો મોહ ધરે,
એને-કે'જો કે ખોડીયારને, એકવાર યાદ કરે ...૨૭
ડુબે સરધા દેવથી, હૈડે ધીર ન 'રે,
એને-કે'જો કે ખોડીયારને, એકવાર યાદ કરે ...૨૮
વિરને રણની વાટમાં, જો-કાયર જીવ કરે,
એને-કે'જો કે ખોડીયારને, એકવાર યાદ કરે ...૨૯
મધ દરીએ તુફાનમાં, જો-હોડુ હાથ ન 'રે,
એને-કે'જો કે ખોડીયારને, એકવાર યાદ કરે ...૩૦
તું સ્વર્ગેથી ઉતરી, દુનીયાં ઉપર દેવ,
ગરવી માત ગંગેવ, ખળ ખળ વહેતી ખોડલી ...૩૧

વરસી વાદળીયું બની, સુકા સંસાર માંય,
હવે-હરીયાળાં હરખાય, ખેતર દલનાં ખોડલી ...૩૨
પહેલું કીરણ પ્રભાતનું, તેં મુકયું ધરણી માથ,
ત્યાં તો-જીવ સમાણી જાત, ખંડ ખંડ હસતી ખોડલી ...૩૩
વ્રળકી ઘટમાં જિજળી, સોંસરી ઘન શરીર,
ત્યાંતો-નિરમળ થઈને નિર, ખળકી ધર પર ખોડલી ...૩૪
પાટી ઢાળીને પુરીયા, જેમ-સેંથા સિંદુરનાય,
એમ-શ્રાવણરી સંધ્યાય, તું ખુતી નભમાં ખોડલી ...૩૫
ઘુના નદીયેં ઘુઘવે. ધર ડુંગર 'રી ધાર,
થાનક ઠારો ઠાર, તારાં-ખાર્ણેને પાણે ખોડલી ...૩૬
છોરૂથી સંતાય ને, તું કાં બેઠી કીરતાર,
હોય ત્યાથી હોંકારને, ખોંખારીને ખોડીયાર ...૩૭
વિટંબણા પાછી વળે, ઝંઝાવત ઝઝ કાય,
ભુખ દુઃખ ભાગી જાય, ખમ કારે તું ખોડલી ...૩૮
આગ્ય બળતી આઘી કરે, ઘટની ઘણેરી.
વેડે નઈ વેરી, તારે-ખમકારે માં ખોડલી ...૩૯

ગાડુ પણ ગરીબનું, ચડી જાય ચીલે,
'દાદ,' કે હર દીલે, જો ક્ષણ ક્ષણ સમરે ખોડલી ...૪૦
એક ઘડી આધી ઘડી, સમરો લાવી સાંચ
આવે ન ઉની આંચ, ખમકારા દયે ખોડલી ...૪૧
ધરણી ધાક ન ઝીલતી, મેરૂ દ્રગમરડાય,
સગ બગ સુરજ થાય, જયાં ખખડે ત્રીશુળ ખોડલી ...૪૨
કડકે પીઠ કોરંભ 'રી, શેષાં થડકે શીર,
વલખે બાવન વિર,જયાં-ખખડે ત્રીશુળ ખોડલી ...૪૩
તારો ધ્રુવનો તગતગી, સંસાર સાગરમાંય,
હવે-જાજ ન આથડી જાય, ખડકું હાર્યે ખોડલી ...૪૪
બે ડગલાં પાછાં ભરે, કાળય થથરી જાય,
મહા રોગ મટી જાય, ખમકારે તું ખોડલી ...૪૫
તું રુઠે ત્રીલોકમાં, નવ ખંડ નિલો થાય,
પણ-જો રૂઠે જગમાંય, તો-ખોવાય જાય બધું ખોડલી ...૪૬
તું 'ગંગા' 'ગોદાવરી' 'કૃષ્નાં' 'કપીલા' કીત,
'તુંગભદ્રા' 'ત્રીવેણી' તું, 'સરસ્વતી' યમુનાં 'સીત' ...૪૭

'ભદ્ર કાલી' 'ભુવનેશ્વરી' 'બૌચર' 'બુટ્ટ' 'બલ્લાળ,'
'વિશોતરી' 'આશા વરી' 'બોબડી' 'ખુબડી' 'બાળ' ...૪૮
તું 'સીતા' 'સાવિત્રી' તું, તું 'લખમી' લખરૂપ,
'અજીયા' 'વિજીયા' 'ઉમીયાં' શકિત 'શિવા' સ્વરૂપ ...૪૯
પુરા અઢાર પુરાણ તું, વદાં ચારે વેદ,
વાણી, પાણી, વારૂણી, ભાગવતં, ગીતા, ભેદ ...૫૦
ચંન્દ્ર, સુર, ભુ, ચંહુ દીશા, તું નવલખ ગ્રહ, લાર,
સાત પાત, મૃત, સ્વર્ગ, તું, તીનો લોક વિસ્તાર ...૫૧
વિધ વિધ રૂપે વિસ્તરી, પૃથ્વી આભ પરે,
કી મુખ-દાદ કહે, તારી ખ્યાત દુહામાં ખોડલી ...૫૨

- કવિ 'દાદ'

નોધઃ- આઈ શ્રી 'ખોડીયાર બાવની' (બાવન દુહા) અને માતાજીની ચરજયું તેમજ 'શ્રી રામનામ બારક્ષરી' નું વિમોચન તા. ૧૪ જુલાઈ ૨૦૦૩ ને સોમવારે પ. પુજય મોરારીબાપુના પુનીત હાથોએ થયેલ છે.

## 'ગીત ચારણી'

ગુણ કથું હું ગાંગડીયાની, મહેર કરી જે મામડીયાની ...૧

તટ હિરણને વાસ તીહારો, ધરો ગાજે ત્યાં એક ધારો. ...૨

તરૂવર ફુલમાં બાસ તિહારો, મહેકે વાયુનો મહેકારો. ...૩

ઝરણામાં ઝણકાર કરે તું, નિરમાં ઘેરા નાદ કરે તું. ...૪

વગડામાં વનરાય ઘટા તું, લાલ ગુલાબી વેલ્ય લતા તું. ...૫

તરૂવરમાં કુંપળીયો તું છો, ફોરમમાં ફાગણીયો તું છો. ...૬

કેશુડાની કળીયો, તું છો, પિળાં પટ આવળીયો તું છો. ...૭

વાયુ રૂપે વિચરે વનમાં, થાનકમાં ઘરમાં થન થનમાં. ...૮

ગાજે વરસા નાદ ગગનમાં, આહુત જવાલા માંય અગનમાં. ...૯

જાપ જપે ત્યાં હોય જગનમાં, લગની હોય તો હોય લગનમાં...૧૦

પેઠી તું સ્વર્ગે પાતાળે, ભુવન ત્રાણે તું નજરે ભાળે...૧૧

સાદ કરે તું આવે સ્હાઈ, ધાબળીયાળી આવે ધાઈ...૧૨

ક્રોધ ભરી જો નજરૂં કર્ય તો, કાળય ડગલા પાછાં ભરતો...૧૩
પ્રાણ કરે સુરજના ઉગે, પંથે તારે કોઈનવ પુગે...૧૪
મોડલ તારાં ત્રીશુળ ખખડે, પહાડો પણ મુળમાંથી ગગડે...૧૫
દિગપાળોના છેડા છુટે, ટાણા વિણ મેહુલીયો તુટે...૧૬
કોરંભ પીઠાં થાય કડાકા, ભૂ મંડળમાં થાય ભડાકા...૧૭
શેષાં સર સળવળવા લાગે, લાવા રસ ઉકળવા લાગે...૧૮
સુરજ ચાંદો તેજ સમેટે, હરી, બહ્મા, શિવ, ઉતરે હેઠે...૧૯
મહી સાગર મરજાદા મુકે, હરીયલ ઠારો ઠાર હી હુંકે...૨૦
અવળી ચાલે હોય અટંકી, બીરદાળી હોય જાવછ બંકી...૨૧
રીસ ભરેલી ઉતરે રણમાં, ક્રોધ ભરી ઉઠે કણ કણમાં...૨૨
હૈયેથી જો હેત વછુટે, તેને જગમાં કો'નવ લુંટે...૨૩
મહેર કરે તો કોઈ મરે નંઈ, ખોટાં ડગલાં કોઈ ભરે નઈ...૨૪
વગર જોતું કોઈ વેર કરે નઈ, કજીયા કે કંકાસ કરે નંઈ...૨૫

જીભે ખોડલ ખોડલ જપતાં, રામનામનાં થઈ જાય રટતાં...૨૬
અંતરની જાણ છ તું આઈ, બેલી થાજે જટ તું બાઈ...૨૭
ખરે વખતે ખપ તું ના આવે, આઈ બીજા કુણ વ્હારે આવે...૨૮
બીરદ તિહારો કેમ વખાણું, જોગણ જાજી વાત ન જાણું...૨૯
કાલા વાલા કરતાં કરતાં, પળીયે તારે પાયેં પડતાં...૩૦
સમયે બુધ્ધી બેર કરી છે, ભીતરમાં કંઈ લાખ•ભરી છે...૩૧
હૈયાની હોઠે નવ આવે, શકતી "દાદલ" કીં સમજાવે...૩૨
આઠે પ્હોર ભજીલે અંબા, જગ, બંધન છોડે જગદંબા...૩૩
પ્રાતઃઉઠી જો લાગે પાયે, જનમ જનમનાં પાપો જાયે...૩૪
કર જોડી લે દાતણ કરતાં, ભજીયે ખોડલ ડગલાં ભરતાં...૩૫
ઉઠતાં બેસતાં નામ ઉચારે, દુઃખ દાળીદર સઘળાં ડારે...૩૬
ખોડલ મા કરશે ખમકારા, ચીતમાં હોઈ જશે ચમકારા...૩૭
બની નથી ગઈ માં તું બે'રી, તારા બાળક ને લે ટેરી...૩૮

અમી નજર તારી જો પડશે, થોડીઘડી કાળ ય થરથરશે...૩૯

ખોડલમાં મા તારે ખમકારે, વીધાતા પાછા લેખ સુધારે...૪૦

એક ઘડીના ઉભે અંબા, જટ આવે વ્હારે જગદંબા...૪૧

પંચાણ હોય કે હો પગ પાળી, ધોડી જે ઝટ ધાબળીયાળી...૪૨

ખપર ત્રીષુળ ખખડાવી ખોડલ, અળગી કરી મઢની ઓઝલ...૪૩

કાંઈ હવે વિલંબ ના કરતી, ખમ્માં ખમ્માં મુખે ઉચરતી...૪૪

અમ અપરાધો ભુલી જાજે, અવગુણ જોતી ના તું આજે...૪૫

થાનકમાંથી બેઠી થાજે, અમાણા દુઃખ તું ભાંગે આજે...૪૬

- કવિ 'દાદ'



# ''ખોડીયાર ધા'જે ખપરાળી.''

## દુહો

ઉડી ન ગઈ આભમા, ગઈ ન સમદર પાર,
ગાગડીયાના ગોખમાં તારા ખમકારા ખોડીયાર.

એ...ખોડીયાર ધાજે ખપરાળી રે...
માં ગુણીયલ ગાગડીયા વાળી...ટેક

સમીરે સાંજના સવજડાં જયાં ડણકે ડાઢાળી
એ...હિરણ નદીનાં નીર હોંકારા દીયે તારી વાગે છે તાળી
રે...ખોડીયાર

નરપતીની કફરી નજરૂંથી, કોપી તું મહાકાળી...
એ...સુમરા હાથથી સીંધનાં રાજને, ખોવરાવ્યું ખપરાળી
રે...ખોડીયાર

ઝેરના ડંખથી ભાઈને જાળવ્યો, મર્યો નઈ માદાળી...
એ...આણય ઓળાંડી ઓલ્યો સુરજ ના ઉગે,
એવી બેન આવડ ની બાળી
રે... ખોડીયાર

અમૃત લેવા જેમ પાતાળે ઉતરી, એમ આવ્યને ઉતાવળી,
રોટલો બાળનો રોળાઈ જાશે તું, રાખ્યને રખવાળી...

રે...ખોડીયાર

એક નજર તારી અમી વરસાવે ને, બીજી દીયે જગ બાળી...
એ...કઠણ કાળજાની કેમ રે થઈ તું રાખજે રખ વાળી

રે...ખોડીયાર

'દાદ' કપે વસમી વેળાએ માતને, છોરૂડે પુકારી
માવડી રૂપે તું ઢીલ ન કરજે, ધોડજે 'ધાબળીયાળી'

રે...ખોડીયાર

ખોડીયાર ધા'જે ખપરાળી...

કે ગુણીયલ ગાગડીયા વાળી.



## ''આઈ મોગલ માની ચરજ''

મારી અરજી સુણી ને મેગલ આવજો રે...
મારી વાયુ વેગે કરવા વાર રે ... આયલ વેલાં આવજો રે...
માને હાથે તે કાંકણ હેમના રે...
માને ગુજરીની બે જોડ રે... આયલ...
માને નાકે તે નથણી શોભતી રે...
માને ટીલી તપે લહેલાટ રે... આયલ...
માએ સેંથો પુર્યો સીંદુરનો રે...
માને ચોટલે વશીયલ નાગ રે... આયલ...
માને ડોકે તે ચોરસી શોભતી રે...
માને દાણીઆનો શણગાર રે... આયલ...
માને બાંયે બાજુ બંધ બેરખા રે...
માને દશે આંગળીયે વેઢ રે... આયલ...
માને પગે તે કાંબી કડલાં રે...
માને વીંછીયાનો શણગાર રે... આયલ...

માને કાળી અતલસનું કાપડું રે...
માને ભેળીયે નમે છે મોટા ભુપ રે... આયલ આવજો રે...
જે ગાય સીખે ને સુણે સાભળે રે...
એની આવડ મા પુરશે આશરે... આયલ વેલા આવજો રે...



નોંધ :
"આઈ શ્રી ખોડીયાર બાવની" ૧૯૬૨-૬૩ માં લખાયેલ.
પ્રથમ આવૃતિ પ્રસિધ્ધ થયેલ ૧૯૭૪ માં
(પ્રત. ૧૦૦૦)

- દાદ

# ''આઈ મોગલ માની ચરજ''

'મોગલ' મા તું મછરાળી...વ્હારૂં કર ભેળીયા વળી રે ...
મે'કાસુરને માર્યો... અસુરનો ગર્વ ઉતાર્યો,
જોધા ચામુંડને ધુસળ દેવા જોરાળી, મેગલમા તું મછરાળી રે ...
તારાં છોરૂને જેણે સંતાપ્યા...તેનાં તેં વેશ ઉથાપ્યા
ભેરૂ કીધી ચારણા કેરી...માત ભુજાળી...મેગલમા ...
બે'રી કેમ થઈ છો બાઈ, આવતી નથી ભેરે આઈ ...
કળજગની છાંઈ લાગી કાંતો તને દેવ દાઢાળી રે...મેગલમા ...
નાંહર કયાં ગયો છે નાશી, તેમાં તું રહી છો તપાસી ...
બુઢાપણ આયું કાંતો તને...દેવ દાઢાળી...મેગલમા ...
શ્રવણેથી ધા સુણીને... હવે દુઃખ નાખ હણી રે ...
સરવે બ્રદ તારાં...આગુંનાં જો સંભારી...મેગલમા
ગુણ કવી મોઘો ગાવે...અમારી ભેરે આવે ...
શરણે અમે છઈએ તારે...ત્રીશુળાળી...મેગલમા
તું મછરાળી વ્હારૂં કર ભેળીયા વાળી ...

- લેખક-ગઢવી કવિ અમરસીંગ.

## ''ચરજ''

અવઘોળની છે આંટી, છોડાવા થાને માટી કારણ ભુતાંને ડાટી
રે, મેગલ માડી...

અવરેલી વારે આવો, નવલાખ લારે લાવો, ભુતડીયા ભગાડો
રે, મેગલ માડી...

મેડો છે માને વાંલો, નમીને આઈને હાલો આયલ વેણ આલો
રે, મેગલ માડી...

મેગલ રહેમ એવી, હેમાઉ પાંખ જેવી પરશન થાઓ દેવી
રે, મેગલ માડી...

મુધુરા હે માદળ વાગે, ઘેરા ત્રંબક ગાજે, બીરાન હાક વાગે
રે, મેગલ માડી...

ઘુઘર ઘમંક વાગે રે, શરણાઈ રાગ સાજે, ત્રીશુલ રંક ગાજે
રે, મેગલ માડી...

ભેરીએ ભુંગળ વાગે, હાદેથી દૈત્યા ભાગે, સીંહણ હાક વાગે
રે, મેગલ માડી...

શમરા આંગણ રમવા કારણ ભુતાને દમવા, એ દૈતાજબરને
જમવા. મેગલ માડી...
ઝાંઝ પખાજ વાગે, ડમર ઢોલ સાજે, ગહેરા હે ડાક વાગે
રે, મેગલ માડી...
બોરાણે આઈ બીરાજે, રૂપાળી ચારણ રાજે, આયલ નખતે
નીવાજે રે, મેગલ માડી...
માજી ભરૂસો તારો, આયલ તમે ઉગારો, સત્યાગ્રહને સુધારો
રે, મેગલ માડી...
કવી અમર કીરત ગાવે, ગાવેને સાપ જાવે, આનંદ પદ પાવે
રે, મેગલ માડી...



# "ભારેપરચો"

## :ગીત લોક ઢાળનું:

**ભારે પરચો મે આજ ભાળ્યો,**
**માતાજી તારો ભારે પરચો મે આજ ભાળ્યો... ટેક**

અઢળક ભરીયાં આભલાંનો માડી, ચોરસો ચોખલીયાળો
ઝિણી ઝિણી એમાં જયોત્યું ઝબુકે, એવો ભેળીયો આજ તારો ભાળ્યો ..માતાજી

ૠતુ વસંતના કેશર ઘોળી માડી, ત્રિપુંડ ભાલમાં તાણ્યો...
ચાંદલીયાનો ચાંદલો ચોડી તેં, આખા રે જગને ઉજાળયો ..માતાજી

અંધારી રાતનો આંખલડીમાં માડી ભર્યો કાજળ રંગ કાળો...
સંધ્યા શ્રાવણની એ સિંદુર છાંટી, સેંથો પુર્યો રઢીયાળો ..માતાજી

હૈયે હરખાતી જે દી આભમાં હાલી તે દી, ઢોલ ધડુકયો એક ધારો...
ઠમ ઠમ મેઘના પાણીડાં ઠમકે એવો, ઘુઘરીનો ઘમકારો ..માતાજી

નવરાત્યુંની જયારે રમવા નિસરી, સાથે નવ લાખ સથવારો...
સ્વત્યુંના મોતીડાંનો થાળ ભરીને તને, આસો વધાવવા આવ્યો ..માતાજી

ફેર ફુદરડી ફર્યા કરે માડી, કાયમ ૠતુ રાસ તારો...
'દાદ' કહે એવા દરશન માથે, ઓળઘોળ આતમો મારો ..માતાજી

# "શ્રી આવડ માના આઠ વાર"

આ દીતવારે અબોલા શું લીધા, અમથી રૂશણા લીધાં,
દરશનના દીધા, આવડ આંટાળી...
સોમ તે વારે શું કહું તમને...સુજ ન પડે અમને... ના આવે સરમને
રે...આવડ...
મંગળે દુઃખને મેટવા મૈયા, રોકાઈ કયાં તમે રહયાં, બુઢાં શું થયાં
રે...આવડ...
બુધવારે થાજો બેલી...વ્હારૂં કરજો વે'લી...કમર કસેલી
રે...આવડ...
ગુરૂ તે વારે ભેસા સ્વારી...નજરે આયલ ભાળી...ત્રીશુળ વાળી રે...
શુકર તે વારે સુધ લીધી મારી... હદયે હેત વધારી...જાવું બલી હારી
રે...આવડ...
શની તે વારે છો સુખ દેણાં...કહું છું તમને કહેણાં...નીરખી નેણાં
રે...આવડ...
દોય કર જોડીભીક્ષા માંગુ, ચરણ સેવા માંગુ...સુખ દુઃખ ત્યાગુ રે...

બનાવનાર : ચાડધ્રરાવાળા આઈ રાધાદેવી,

# "મોગલ માની ચરજ"

## (ચરજ તરવાડાની)

કળહ થપાવું મંદીરમાં આયુંને અપવાસ. મેગલ આવોને
તેવ તેવડી ટોળે મળી, તરવાડા વ્હોરાય. મેગલ આવોને
વોરવાં તે સાંધણ સોયરોને, ડાબર ભરીયા તેલ. મેગલ આવોને
કાળી તે લાઈનું કાપડુને, ઘુઘર વટ ઘેહવાળ. મેગલ આવોને
ડોકે તે ટુંગીયો હેમનો ને, કાને જબુકે ઝાલ. મેગલ આવોને
નાકે તે નથણી શોભતી ને, ટીલડી તપે લેલાટ. મેગલ આવોને
સેંથો પુર્યો સીંદુરનો ને, ચોટલે વશીયલ નાગ. મેગલ આવોને
બાંયે બાજુ બંધ બેરખાને, દશે આંગળીયે વેઢ. મેગલ આવોને
પગે તે પાંવળ શોભતાં ને, વીંછીયાનો શણથાર. મેગલ આવોને
માજી તે રમવા નીસર્યા ને, શોળે સજયા શણગાર. મેગલ આવોને
નવ દાડા, નવ નોરતાં, માએ ગરબો લીધો હાથ. મેગલ આવોને
લીલો રાખે માં નેહ ને, ને અવીચળ રે જે આઈ. મેગલ આવોને
માજી તે રમવા આવીયાને, રમીયા સારી રાત. મેગલ આવોને

- લેખક :- રૂપાળીબા.

શ્રી ગણેશાય નમઃ
જય શ્રી ચાળકનેચી માં
જય શ્રી મનુબા માં

# છંદ શ્રી ચાળકનેચી માંના

: દુહા :

"ગંગામૈયા, કાશી ગયા, પાવન કીયા નીપાપ,
જય મૈયા, વિજયા, જયા, અમ્મયા ખમ્મયા આપ."

ભાવાર્થ :- હે 'ચાળકનેચી માં' આપ ગંગા મૈયા સ્વરૂપાછો, કૈક ભકતોને અપે પાવન કર્યા છે. નીષ્પાય કર્યા છે. આપ ચામુંડારૂપ છો, આપ શકતી છો, આપ કાશી-તીર્થ સ્વરૂપાછો, આપ જયા છો આપ વિજયા છો, આપ ઉમીયાછો, આપ ખમ્મયા-ક્ષમાવંત છો , આપની જયહો.

"વિમલા, કમલા વિજલા, ચખભીભલા સુચંગ,
મહીલા, અકલા, મંગલા, સકલકલા શિવસંગ."

(હે 'ભુરીઆંખોવાળાં ચખભીભલા! આપ વિમલા દોશ રહીત છો, આપ કમળા-લક્ષ્મી છો,આપ વિજલા-વિજળી-પ્રકાશ સ્વરૂપા છો. આપ ચંગા-બુધ્ધીશાળી છો, આપ મહીલા-નારી સ્વરૂપા-સકળ કળાઓથી શોભી રહયાં છો.)

"અવરી, અમરી, અપછરી, શીકોતરી, શકક્ત્તી,
આશાંપુરી, અગોચરી, મહેશ્વરી મદત્તી."

(આપ અવરી-સદા બ્રહ્મચારણી છો, આપ અમરી-અમ્મર છો, અર્થાત સ્વર્ગમાં રહેવા વાળાં છો, આપ શીકોતરી રૂપ છો અને શકતી રૂપ પણ છો, આપ આશાપુરા-ભકતોની આશા પુરનારાં છો. આપ અગોચરી કોઈની પણ સમજણમાં ન આવે તેવા છો.)

("તું દેખે સહુને માતા પણ તુજને કોઈ ન દેખે.")

"જંગ હરણી કરણી જગત્રી, સુરસા મણી સુમેદ,
અશરણ શરણી અવર્ણી, વે ઉચરણી ચત્ર વેદ."

(હે 'માં! આપ જગત્રી ત્રણેલોકને ઉત્પન કરનારાં અને લયકરનારાં છો, આપ સુરસા મણી સુરો દેવોના મુગટના મણી છો, હે 'અવર્ણી-વર્ણવી ન શકાય તેવાં દેવી, ચારેય વેદ નો ઉચ્ચાર કરનારાં દેવી, આપને અમારા નમસ્કાર હો.)

## છંદ ત્રીભંગી

**વેદે વંચાણી, પટે પુરાણી, કોડ વિન્યાણી, કીન્યાણી, કે કામ કમાણી, અ કહ કહાણી, જય સુર રાણી જગ જાણી, ભાખે વ્રહમાણી, તું મનમાણી, અવીરલ વાણી ઉડંડા, રવરાય, અવેચી, મુહ માંડેચી, ચાળકનેચી ચામુંડા**
**જીય ચાળકનેચી ચામુંડા.**

(આપ વેદોમાં વંચાયેલાં છો, આપને પુરાણી-સુતપુરાણી-શ્રી ગણેશ ભજે છે. આપ કોડીવિન્યાણી કરોડ વાનાં અનેક ચરીત્રો કરનારાં છો. આપ કીન્યાણી-કરણીજી રાજસ્થાન દેશણોક નાં દેવી સ્વરૂપાછો આપ અનેક સુકર્મ કમાયાં છો, આપની અકહ કહાણી-કવિથી પણ સંપુર્ણ પણે કહી-કથી ન શકાય તેવી

કહાણીયો ચરીત્રો છે. હે 'સુર રાણી? સુરો દેવોના અધીપતી સ્વરૂપા ! આપને જગતે જાણ્યાં છે ઓળખ્યાં છે. બ્રહ્મા એ પણ આપના ગુણગાન ભાંખ્યા છે. આપ અમારા અંતર આત્મામાં બીરાજમાન છો, એવા રવરાઈ, રવેચીમાં, અને ચામુંડા, અમારા માથાનાં છત્ર રૂપ મુહમાંડેચી! અમને અવિરલ-વીચલીત ન થાય તેવી વાણી આપો.)

## છંદ

**આશા ઉર આઈ, દેવ, દૂગાઈ, મહણ મથાઈ, 'મહમાઈ'**
**સત સીલ સદાઈ, જુધ્ધ જેત્રાઈ, ગોઠ વડાઈ, ગરૂવાઈ.**
**દૈતાં દુખદાઈ, સુરાં સહાઈ, ખીતી ઉપાઈ, નવ ખંડા,**
**રવરાઈ રવેચી, મુહ માંડેચી, ચાળકનેચી ચામુંડા.**
**જીય ચાળકનેચી ચામુંડા.**

(હે 'દુર્ગા સ્વરૂપા! આપ અમારા હદય માં બીરાજ માન છો. જયારે ભગવાને સમુદ્ર મંથન કર્યું ત્યારે જે દેવી લક્ષ્મીસ્વરૂપ મળયાં તે દેવી આપજછો. આપ સત્ય અને શીલ રૂપ છો. આપ સરળ છો. આપ યુધ્ધ માં વિજય અપાવો છો. આપ ગોઠ-કુટુંબનાં

વડીલ છો. આપ ગૌરવવંતાં છો. આપ અસુરોને દુઃખ અને સુરો ને સુખ આપનારાં છો. આપની ખ્યાતી-કીર્તી નવેય ખંડોમાં પ્રસીધ્ધ છે. એવાં હે 'રવરાઈ, રવેચી, ચાળકનેચી, ચામુંડા! આપને અમારા નમસ્કાર. આપની સદા જયહો.)

## છંદ

**સેવે બહુમત્તી, જત્તી સત્તી, આદ સક્ત્તી, અનગત્તી,**
**પાવન પ્રકૃતી, વેદ વક્ત્તી, તું સરસત્તી, ત્રય શક્ત્તી.**
**મહમાયા સકતી, ઉતમ મત્તી, સત્તી, જત્તી, જત્તી સંડા.**
**રવરાઈ, રવેચી, મુહમાંડેચી ચાળકનેચી, ચામુંડા.**
**જય ચાળકનેચી ચામુંડા.**

(હે 'માં ! આપને જ્ઞાનીઓ ભજેછે. જતી અને સતી ભજે છે, હે 'અન ગતી!-ગતી ન પામી શકાય તેવા આધ શકતી ! આપની પ્રકૃતી-સ્વભાવ પાપીઓને પણ પાવન કરવાની છે. વેદના ઉચ્ચાર કરવા વાળાં હે 'પ્રકૃતી રૂપ! હે 'સરસ્વતી રૂપા!

હે'શક્તી!હે'ઉતમ મતી વાળાં 'રવરાઈ,' 'રવેચી,' 'ચાળકનેચી,' 'ચામુંડા,'! આપને અમારા નમસ્કાર આપની સદા જય હો.)

## છંદ

**સુંદરી સહીલાલી, સદા સુખાલી, રામ ત્રીયાલી, સ્લીયાલી, કોયલાગીરી વાળી, ઘરણ કમાલી, બુઢી, બાળી, બીરદાળી, ત્રીપુરા ચરતાળી, મન મછરાળી, પાપ પ્રજાળી, પરતંડા, રવરાઈ, રવેચી, મુહમાંડેચી, ચાળકનેચી, ચામુંડા.**

**જય ચાળકનેચી ચામુંડા.**

(હે'સીંહલ ધ્વીપનાં દેવી ! સદા સુખ આપવા વાળાં સીતા સ્વરૂપા, રઢીયાળાં, કોયલા ડુંગરવાળાં હરસીધ્ધી સ્વરૂપા, માથાઉપર કામળી ધારણ કરવા વાળાં આપ બાળક સ્વરૂપા છો અને વૃધ સ્વરૂપા પણ છો. હે' 'બીરદાળી' (વખાણ કરવાને લાયક) હે'ત્રીપુરા રૂપા! અનેક ચરીત્રોકરવાવાળાં પાપોને બાળનારાં, હે'મછરાળી (મછ-મદ-મત્સ-ગર્વ) વાળાં, એવાં રવરાઈ, રવેચી, ચાળકનેચી, ચામુંડા, આપને અમારા નમસ્કાર હો. આપની સદા જય હો.)

**કેહર અસવારી, અકન કુંવારી, મત્સ અહારી 'મેવારી,' ધન પુહપ તીહારી, ધર આધારી, ત્રીભુવન ધારી, ભવતારી, પીયણ રત પાડા, મારણ માડા, થોરણ જાડા, અરી થંડા, રવરાઈ, રવેચી, મુહમાંડેચી, ચાળકનેચી, ચામુંડા.**

**જય ચાળકનેચી ચામુંડા.**

(હે'માં! આપે સીંહ ઉપર સવારી કરી છે. આપ સદા અકલંક કુવારાં છો, આપ દુશ્મનોના મત્સ-ગર્વ ને હણનારાં છો. આપ મેવાડ-મારવાડમાં પણ પુજાવ છો. 'ધન પુહપ તીહારી'-ધન્ય છે આપની કીર્તી રૂપી સુગંધને. હે'ધરતી નાં આધાર રૂપ!અને ત્રણે લોકનાં અધી ષ્ઠાત્રી! સંસાર સાગર માંથી હેમ ખેમ પાર ઉતારનારાં! જાડા થંભોજેવા પગવાળા મદમાં છકીગયેલા પાડા જેવા દુશ્મન રાક્ષસોનાં આપે રૂધીર ચુસીલીધાં છે. એવા હે"રવરાઈ,' 'રવેચી,' 'ચાળકનેચી,' 'ચામુંડા!' આપને અમારા નમસ્કાર આપની સદા જયહો.)

## છંદ

**માતા 'માતંગી' ઉતમ અંગી, વેણ સુચંગી 'વેદંગી,'**
**ત્રેનય અર્ધંગી લહર તરંગી, નીજ ભેદંગી, નાદંગી,**
**ઉમીયાં ઘર-અંબર, થારી થાહર, જંગર ગીરીવર, તરજંડા,**
**'રવરાઈ' 'રવેચી' 'મુહમાંડેચી' 'ચાળકનેચી' 'ચામુંડા'**
**જય ચાળક નેચી ચામુંડા.**

(હે'માતંગી સ્વરૂપા! નિર્મોહી ઉતમ અંગ તથા ઉતમ આંખો અને ઉતમ કેશ વાળાં. હે'વેદ સ્વરૂપા! 'ત્રેનય'-ત્રણનેત્રો વાળા શિવજી નાં અર્ધાંગીની પાર્વતી સ્વરૂપા! સમુદ્રમાં ઉઠતી લહેરો-તરંગો જેવાં ! આપના અસ્સલ સ્વરૂપનો ભેદ કોઈ પણ નહીં જાણનાર એવાં હે'નીજ ભેદંગી! રાક્ષસો સામે યુધ્ધ કરતી વખતે ગગન ભેદી નાદ જગવ નારાં. હે'ઉમીયા સ્વરૂપા!. ધરતી, આકાશ, જંગલ, ગીરીવર, બધી જગ્યાએ આપના યશ ની ધજા (તરજંડા) ફરકી રહી છે. એવાં હે' 'રવરાઈ' 'રવેચી' 'ચાળકનેચી' 'ચામુંડા' આપને અમારા નમસ્કાર. આપની સદા જય હો.)

## છંદ

**માતા 'માતંગી' ઉતમ અંગી, વેણ સુચંગી 'વેદંગી,'**
**ત્રેનય અર્ધંગી લહર તરંગી, નીજ ભેદંગી, નાદંગી,**
**ઉમીયાં ધર-અંબર, થારી થાહર, જંગર ગીરીવર, તરજંડા,**
**'રવરાઈ' 'રવેચી' 'મુહમાંડેચી' 'ચાળકનેચી' 'ચામુંડા'**
**જય ચાળક નેચી ચામુંડા.**

(હે'માતંગી સ્વરૂપા! નિર્મોહી ઉતમ અંગ તથા ઉતમ આંખો અને ઉતમ કેશ વાળાં. હે'વેદ સ્વરૂપા! 'ત્રેનય'-ત્રણનેત્રો વાળા શિવજી નાં અર્ધાંગીની પાર્વતી સ્વરૂપા! સમુદ્રમાં ઉઠતી લહેરો-તરંગો જેવાં ! આપના અસ્સલ સ્વરૂપનો ભેદ કોઈ પણ નહીં જાણનાર એવાં હે'નીજ ભેદંગી! રાક્ષસો સામે યુધ્ધ કરતી વખતે ગગન ભેદી નાદ જગવ નારાં. હે'ઉમીયા સ્વરૂપા!. ધરતી, આકાશ, જંગલ, ગીરીવર, બધી જગ્યાએ આપના યશ ની ધજા (તરજંડા) ફરકી રહી છે. એવાં હે' 'રવરાઈ' 'રવેચી' 'ચાળકનેચી' 'ચામુંડા' આપને અમારા નમસ્કાર. આપની સદા જય હો.)

## છંદ

**બીરારાં ટોળાં, સાથ સબોળાં, ઝીલે ઝકોળાં, રમઝોળાં,**
**ધુપાં ધમરોળાં, નીત ઝકોળાં, હોય કીલોળાં, હીંગોળા,**
**કરણી કુકટ્ટા, રૂપ બીકટ્ટા, હોય ત્રીખટ્ટા, ભુડંડા,**
**'રવરાઈ' 'રવેચી' 'મુહમાંડેચી' 'ચાળકનેચી' 'ચામુંડા'**
**જય ચાળક નેચી ચામુંડા.**

(હે'માં! આપ અસુરોનો સંહાર કરવા માટે નિકળો છો ત્યારે આપની સાથે બહોળા પ્રમાણમાં શુરવિરોનાં દળ હોય છે સાથે બીજી શકતીઓનાં જુથ પણ હોય છે. હે'હીંગળાજ સ્વરૂપા! યુધ્ધ કરતી વખતે આપ કયારેક હસતાં રમતાં કીલ્લોલ કરો છો. કયારેક સુદર રૂપ તો કયારેક વિકટ બીહામણા રૂપ માં દેખાવ છો. હે'કરણી સ્વરૂપા! હે કુકટ્ટ-કુકડા ની સવારી વાળાં બહુચરાજી સ્વરૂપા! આપને વિરાંગના સ્વરૂપે ભાળીને અસુરોના ગાત્રો લડતા પહેલાજ શીથીલ થઈ જાય છે. એવા હે' 'રવરાઈ' 'રવેચી' 'ચાળકનેચી' 'ચામુંડા' આપ ને અમારા નમસ્કાર. આપની જય હો.)

**ઉતરે આકાશા, વીચરે વાસા, વળે રહાસા, કવળાસા, વડ વડા તમાસા, હાસ વીલાસા, જયોત પ્રકાશા, ઉજાસા, જગ સઘળે જોઈ, કળેન કોઈ, પાર ન હોઈ, પ્રાચંડાં, 'રવરાઈ' 'રવેચી' 'મુહમાંડેચી' 'ચાળકનેચી' 'ચામુંડા'**

**જય ચાળક નેચી ચામુંડા.**

(હે'માં ! આપનો વાસ ઉતરી આકાશની વચ્ચે છે. વળી કૈલાસ માનસરોવરમાં પણ છે. આપના 'વડ વડા'-મોટા મોટા, તમાસા-ચમત્કારો-પરચાઓ છે. આપ હાસ્યવિલાસ કરી રહયાં છો. આપ જયોતી સ્વરૂપા છો. આપનો ઉજાસ ચારેકોર પથરાઈ રહયો છે. કવિ કહે છે હું આખું જગત જોઈ વળ્યો પરંતુ આપના પ્રાચંડા-ચમત્કારો-પરચાઓનો કોઈ પાર નથી. એવા હે' 'રવરાઈ' "રવેચી' 'ચાળકનેચી' 'ચામુંડા!' આપને અમારા નમસ્કાર. આપનો સદા જય હો.)



## છપ્પય

'ચાળક માત' 'ચામુંડ,' માડ માડણ મહમાયા,
ચરતાળી ચંડીકા, કાલીકા કાયમ કાયા,
નવનીત ભવનારી, 'નવદુર્ગા' નવ નીદધી,
એમ 'હમીર' ઉચરે, શરમ રાખો હરસીદધી.
સાવીત્રી, ગૌરી, લખમી, શક્ત, ગણ રજ, તમ, સતો, ગણી,
વિસ હથી ધન થારી વાડમ, જય 'જાલપા' જોગણી.

(હે માં! મોહ માયા સાથે આ શ્રૃષ્ટીનુ સર્જન કરનારાં, અનેક ચરીત્રો લીલાઓ કરનારાં. હે'ચંડીકા ! હે'કાલીકા સ્વરૂપા! કાયમ કાયા-સદા સર્વદા અમ્મર રહેનારાં, નિત્ય નીત્ય નવાં નવાં રૂપો ધારણ કરનારાં. હે' ભવ-શિવ નાં પત્ની પાર્વતી સ્વરૂપા! હે'નવદુર્ગાં રૂપ નવ પ્રકાર ની રીધ્ધી સીધ્ધી આપનારાં, હમીર નામના કવિ આપની આ પ્રમાણે સ્તુતી કરે છે. હે'જાલપા દેવી સ્વરૂપા, આપ સાવિત્રી રૂપ છો. આપ ગૌરી-પાર્વતી રૂપ છો. અને આપ લક્ષ્મી રૂપ છો. રજોગુણ, તમોગુણ, અને સતોગુણ,

ને ધારણ કરવા વાળાં હે 'વિસહથ્થી! 'ધન થારી વાડમ'-ધન્ય છે તારી વાગ્મયતાને-વાણીને કવિ કહે છે હે હરસીધ્ધી સ્વરૂપા માં! વિપત વખતે અમારી શરમ-ઈજ્જત ને જાળવજો.)

-: કર્તા કવિ :-

હમીરજી, રતનું, મોતીસર.

જુના સ્ટેટ ના વખતમાં હમીરજી.

રતનું, ચારણી કાવ્ય કવિતા,

પાઠશાળા માં ભુજ(કચ્છ)માં આચાર્ય પદે હતા.

ઉતારો જુની હસ્તપ્રતમાંથી કર્યો છે.

-: સંપાદક :-

શ્રી દાદુદાન, પ્રતાપદાન. મીસણ. (ગઢવી)

કવિ 'દાદ'

# " શ્રી રવરાય માંનો છંદ "

## છંદ હરીગીત

તું હાલ્યને જટ હોય ત્યાંથી, કોઈ હેતુ નવ કને,
વાટું નિહાળે વાવડે માં, તલખતાં છોરૂ તને.
ઉભી ન રહેજે એક ઘડીએ, ધાબળી લઈ ધોડજે,
રવરાય લાજું રાખવા, અણ વખત વહેલી આવજે ....

ભુલાં પડયાં ભવસાગરે માં, ગળાલગ ડુબી ગયાં,
છેટાં પડયાં તું થી જનેતા, આંખથી અણદીઠ થયાં.
લાંબાકરી કર લોબડી, તતક્ષણ બધાંને તારજે,
રવરાય લાજું રાખવા, અણ વખત વહેલી આવજે ....

તું સોડયતાણીને સુઈ ગઈ કે, ઘેનમાં ઘેરાય ગઈ,
પાપણ ચડયાં કંઈ પડળ કે, માં ગઢપણે લેવાય ગઈ!
તોય-લાકડી ટેકો લઈ, ઉતાવળી જટ આવજે,
રવરાય લાજું રાખવા, અણ વખત વહેલી આવજે ....

જે આંગણાં જોવાં નતાં, ત્યાં જાચવા જાવું પડયું,
જે કર્મ નહોતું પુર્વજોનું, તેય હા કરવું પડયું.
અકર્મ અને અવિચાર માંથી, માવડી મુકાવજે,
રવરાય લાજું રાખવા, અણવખત વહેલી આવજે ....

તાર લાગ્યો તુજથી એ, કદીએ નવ તુટજો,
સાગર ભલે સોષાય, ઝરણાં-પ્રેમના નવ ખુટજો.
કહે 'દાદ' છોરૂ માતના છે, સબંધ તે સંભારજે,
રવરાય લાજું રાખવા, અણ વખત વહેલી આવજે ....



श्री गणेशाय नमः

# ચારણ માતાજી ઓની નામાવલી

(પ્રચીન હસ્તપ્રતમાંથી)

'આવડ' 'હેલ' 'રેવળી' 'આછી' 'લાંગ' 'છેછી' 'હોલ'
મામડીયા માદાવત'રી.

'ખુબડી' 'તોતળી' 'બાંકરી' 'પરીજાઈ' 'લોબડીયાળ'
માદે'રી.

'શેણી' 'તોળી' 'બીકમી' 'માણસરી' વેદા વણસુરોત'રી.

'વરવડી' 'ચોલ' 'ધરીમણ' ચાવડે ગરબોત સાંખડા'રી.

'બુટ' 'બલ્લળ' 'બહુચરી' 'બાજરી' 'મહણસરી' 'બેતસરી
બાપલ દેથા'રી.(કચ્છ)

'કામઈ' જસરાજ પરબત'રી.

'રાજબાઈ' ઉદા ગરબોત'રી.

'સીતઈ' દેવરીષ'રી.

'નાગઈ' હરજોગ'રી.

'નેણી' માહબ'રી.

'બીમળી' 'ગાંગાઈ' 'સોંદરદે' 'કરમીરદે' 'મેલી'

પસાયત'રી.

'દેદાઈ' 'પાતી' 'ધરણાઈ' 'નરબદા' 'વીજઈ' 'મલ્હાઈ'

'વાચાઈ' 'આઈ' દાંતાળી.'

'માનું' 'રેણી' 'સાંબુ' લાળસ દેવાયત'રી.

'માકસરી' રોનાયત'રી.

'બાહીરી' 'ભલી' 'ગોરદે' 'સીરકુંવર' 'સંસારદે' 'જસાઈ'

'બીકમી' 'દેપુ' 'દીનાઈ' 'ખેતી' 'હીર' 'વાઘચડી' 'અમરાઈ'

'ચારણદે'.

'ધુંધી' 'ચાંચાઈ' 'ધનાળ' થાહસ'રી

'ચાંઈ' કેહર 'રી.

'સોના' 'જળપરી' 'જુથી' નાગરાજ 'રી.

'ધાનુ' અરજણ'રી.

'મેહી' દેવકરણ દુલસાવત 'રી.

'દેવહી' 'મહવણ'

'કીકાઈ' કલ્યાણદાસ જાડાવત 'રી.

'ચાંડ' 'પુરઈ' વાઘાવત 'રી.

'વીહના' (વીહત.)

'વીશણદે' 'ચાંપલદે' 'બાજરી'

'ચાંગઈ' 'દેવલ' ભાલાસંઢાયચ 'રી. (ચોરાડ ઉ.ગુજરાત)

'પીડાઈ' સોંયે 'રી.

'કરણી' મેહા દુલસોત 'રી. (દેશણોક-રાજસ્થાન)

'વાચી' 'કેલપરી' 'નેણી' 'કલાઈ' 'સાળુ' 'ઘરમાઈ'

'ઈંદરા' હરચંદ'રી.

'હરબા' હરીદાસ'રી.

'કોયલ' 'થળેચી' 'ડુંગરેચી' 'રવેચી' 'ચાળકનેચી' 'જેતી.'

'લાળાઈ' બારટ સુરા'રી.



નોધઃ- ૨૦૦ વર્ષ પહેલાની મારવાડી ભાષાની હસ્તપ્રતમાંથી.

# ''ગાત્રાડ માંનો ભાવ''

(માતાજી હું એટલુ માગુ ...એ ઢાળ.)

દેવિ ગાત્રાડ દયાળી, વહાંરૂં કર્ય ભેળીયા વાળી ટેક.

કળજગ આવ્યો કારમો માડી, પાપનાં વધીયાં પુર,
દાન ધરમના કરે દેખાડા ને, કાળજે જાજાં કુડ,
૧'લી સત વૃત ની માજા, લાખેણા કુળની લાજા ...દેવી...

ફીબ ગાયુંના ગોંદરા માથે, 'પંચ તારક' બંધાય,
ગી જતી ની ધુણીયું માથે, ખાણાં અભખ રંધાય,
ધરતી હવે શિષ ધુણાવે, ભુકંપ ના આંચકા આવે ...દેવી...

રૂદિયા માં રતી ભાર નહીં ને, મુખડે મણ મણ બોલ,
સીળવલાં નો ભાવન જાણે ને, ચણોઠડી ના મોલ,
વચન ના વે'પલા કીધા, ભરોસા ખોખલા દીધા ...દેવી...

સત જુગ કેરી ચારણી મુને, સાંભરી નાગલ માત,
ગાત્રાડ તારી ધેડીયેં દીધા, પરચા કંઈ અખીયાત.
ધરમને સાંચવી જાણ્યો, વેધુયેં ખુબ વખાણ્યો ...દેવી...

- 'દાદ'

# મૉ કી શરનમેં

તું એક બાર આજા રે, માંકી શરનમેં,
માંકી શરન મેં જગદંબાકી, શરનમેં ...તું...
ખુદ ગનપતી બીરાજે હે, માંકી શરનમેં,
રીધ્ધી સિધ્ધી સુખરાજે હે, માંકી શરનમેં ...તું...
સબ સ્નેહકા ખજાના હે, માંકી શરનમેં,
સબ ધર્મકા ઠિકાનાં હે, માંકી શરનમેં ...તું...
બ્રહ્માંડ ભીતો પલતા હે, માંકી શરનમેં,
નિત સુર્ય ચંન્દ્ર ઢલતા હે, માંકી શરનમેં ...તું...
યે મન મુદીત હોતા હે, માંકી શરનમેં,
કોઈ કષ્ટ નહીં હોતા હે, માંકી શરનમેં ...તું...
ઝરનાં બહે હે ઝમ ઝમ ઝમ, માંકી શરનમેં,
ઘુઘરૂ બાજે હે ઘમ ઘમ ઘમ, માંકી શરનમેં ...તું...
વિશ્વાસ 'દાદ' આતા હે, માંકી શરનમેં,
વો લોગ પહોંચ જાતે હે, માંકી શરનમેં ...તું...

# ''નાગબાઈ માં નો ભેળીયો''

(રાગ વિલંબીત રેજો નો)

ગાત્રાડ કેરા ભેળીયા વાળી, ગરવી નાગલ મા...ત,
સત્યની મુરત ચારણીમાંડી, મોણીયા વાળી મા...ત.
સતને રાખ્યું જીવતું, માડી અને હેમાળે છોડયાં પ્રા...ણ,
જગદંબા હરજોગ'રી તારાં, કેટલાંક કરૂં વખા...ણ.
જીવન માગ્યું નહી તેં માડી, શકતી તું સમરા...થ,
વહાલું કર્યું હરજોગ'રી તેંતો, મોત ને નાગલ મા...ત.
સત ન તોળાય ત્રાજવે માડી, સત ન હાટ વેચા...ય,
સત તો માથા સાટે મળે એમ, કહે છે નાગલ આ...ઈ.
સત પાણીથી પાતળું માડી, સત બ્રહ્માંડ ની કા...ય,
સત સુરજનેય ન જડે એવી, સતની છે ગહેરા...ય.
સત આંખે થી દેખાય નઈ માંડી, સતની ન હોય છાં...ય,
સત પવનની લેરખી છે એમ, કહેછે નાગલ આ...ઈ..

## ''ગાત્રાડ માંનો ભાવ''

(માતાજી હું એટલુ માગુ ...એ ઢાળ.)

દેવિ ગાત્રાડ દયાળી, વ્હાંરૂં કર્ય ભેળીયા વાળી ટેક.

કળજગ આવ્યો કારમો માડી, પાપનાં વધીયાં પુર,
દાન ધરમના કરે દેખાડા ને, કાળજે જાજાં કુડ,
મે'લી સત વૃત ની માજા, લાખેણા કુળની લાજા ...દેવી...
ગરીબ ગાયુંના ગોંદરા માથે, 'પંચ તારક' બંધાય,
જોગી જતી ની ધુણીયું માથે, ખાણાં અભખ રંધાય,
ધરતી હવે શિષ ધુણાવે, ભુકંપ ના આંચકા આવે ...દેવી...
રૂદિયા માં રતી ભાર નહીં ને, મુખડે મણ મણ બોલ,
સોળવલાં નો ભાવન જાણે ને, ચણોઠડી ના મોલ,
વચન ના વે'પલા કીધા, ભરોસા ખોખલા દીધા ...દેવી...
સત જુગ કેરી ચારણી મુને, સાંભરી નાગલ માત,
ગાત્રાડ તારી ધેડીયેં દીધા, પરચા કંઈ અખીયાત.
ધરમને સાંચવી જાણ્યો, વેધુયેં ખુબ વખાણ્યો ...દેવી...

- 'દાદ'

# ''કેમ ખળભળી ધરા ?''

## છંદ ઝુલણા

'ડાડા' મે 'કરણને કોણે છે દુભવ્યો, કોણે સદાવૃત તણી શાખ તોડી,
કોણે 'જેસળ' તણી કંઠીયું જટી ને, ખાંભી ઉપર તલવાર ખોડી.
કોણે 'તોરલ' તણાં મંજીરાં છીનવ્યાં, કોણે તંબુરના તાર તોડયા,
ખળભળી 'ધરાં,' ને ખબર દેવા કજુ હરી ની પાસજઈ હાથ જોડયા. ..

ગાયું ના ગરાસો લુટી કોણે લીધા, ત્યાં-બહુમાળીકોણે મહેલ બાંધ્યા,
કોણે કલ્પવુક્ષ ના હાથ કાપી લીધા, કોણે કુપળ પરે કર્યા સાંધા.
ધાન નિપજાવતી ધરાના કપાળે, ચાંદલા રાખના કોણે ચોડયા,
ખળભળી ધરા,ને ખબર દેવા કજુ, હરીની પાસ જઈ હાથ જોડયા. ..

'ધુંધળીનાથ'ની સમાધી તોડાવી, કોણે માગ્યો નવ લોટ દીધો,
દેવી 'રાણક' ને કોણે છે દુભવી, કોણે મરજાદનો લોપ કીધો.
'ગંગાજળીયા' તણી ચાડી કોણે કરી, કોણે 'નાગલ' તણાં સત તોળ્યાં,
ખળભળી ધરા ને ખબર દેવા કજુ, હરી ની પાસ જઈ હાથ જોડયા. .

હુંડી 'નરસીંહની' કોણે કીધી હડપ, કોણે 'સુદામાં' ને ભુખ્યો રાખ્યો,
કોણે 'દ્રૌપદી' ને સભામાં ધકેલી, ને કોણે 'જાહલ' પરે હાથ નાખ્યો.
કોણે સંતો તણાં છિદ્ર ખોળ્યાં અને, કોણે પથરાપરે દૂધ ઢોળ્યાં,
ખળભળી ધરા, ને ખબર દેવા કજુ, હરીની પાસ જઈ હાથ જોડયા....

કોણે 'પુલસ્ય' નાં કુળ ને છેતર્યાં, કોણે 'ઋષી' ને અપયશ દીધાં,
કોણે 'લક્ષ્મણ' તણી આણ લોપી અને, કોણે 'સીતા' તણાં હરણ કીધાં.
કોણે 'પ્રભુ' ને વનવાસ દેવરાવીયો, કોણે નિતી તણાં નિયમ તોડયાં,
ખળભળી ધરા, ને ખબર દેવાકજુ, હરીની પાસ જઈ હાથ જોડયા....

ધરાના પાવ કંઈ એમ ડગતા નથી, અડગ ગિરનાર નવ કદી જુકયો,
પુનમ વિણ સમંદર ગાંડો થાતો નથી, ચિલો સુરજ નવ કદી ચુકયો.
ધ્રુવ નવ ખસે, નવ શેષ ફણ હચમચે, ખંભવિશ્વંભરે હાથ ખોડયા,
ખળભળી ધરા, ને ખબર દેવા કજુ, હરીની પાસજઈ હાથ જોડયા....

હુંડી 'નરસીંહની' કોણે કીધી હડપ, કોણે 'સુદામાં' ને ભુખ્યો રાખ્યો,
કોણે 'દ્રૌપદી' ને સભામાં ધકેલી, ને કોણે 'જાહલ' પરે હાથ નાખ્યો.
કોણે સંતો તણાં છિદ્ર ખોળ્યાં અને, કોણે પથરાપરે દૂધ ઢોળ્યાં,
ખળભળી ધરા, ને ખબર દેવા કજુ, હરીની પાસ જઈ હાથ જોડયા....

કોણે 'પુલસ્ય' નાં કુળ ને છેતર્યાં, કોણે 'ઋષી' ને અપયશ દીધા,
કોણે 'લક્ષ્મણ' તણી આણ લોપી અને, કોણે 'સીતા' તણાં હરણ કીધાં.
કોણે 'પ્રભુ' ને વનવાસ દેવરાવીયો, કોણે નિતી તણાં નિયમ તોડયાં,
ખળભળી ધરા, ને ખબર દેવાકજુ, હરીની પાસ જઈ હાથ જોડયા....

ધરાના પાવ કંઈ એમ ડગતા નથી, અડગ ગિરનાર નવ કદી જુકયો,
પુનમ વિણ સમંદર ગાંડો થાતો નથી, ચિલો સુરજ નવ કદી ચુકયો.
ધ્રુવ નવ ખસે, નવ શેષ ફણ હચમચે, ખંભવિશ્વંભરે હાથ ખોડયા,
ખળભળી ધરા, ને ખબર દેવા કજુ, હરીની પાસજઈ હાથ જોડયા....

હે'ધરતી તણા ધણી વિશ્વંભર! હે'જગતાત! વરદાત વા'લા,
તમારી માયા ને તમે સંભાળ જો, અમે તો માનવી સાવ ઠાલા.
ધરાની ધાઉં કાને ધરી સદાયે, 'દાદ' કયે બાપજી તમે દોડયા,
ખળભળી ધરા, ને ખબર દેવા કજુ, હરીની પાસ જઈ હાથ જોડયા. ...

કવિ 'દાદ' જુનાગઢ

(ગુજરાતમાં ૨૬, જાન્યુઆરી ૨૦૦૧ ના ભુકંપનો પડઘો.)



# 'અષાઢી આમંત્રણ'

**"ચારણોએ વાણીને સાંચવી છે. ઈતીહાસને રક્ષ્યોછે, ઉર્મીઓના બહુવીધી પ્રદેશોને લાડ લડાવ્યાં છે. પ્રકૃતીને પ્રભુને, સ્વધર્મને, જાતી ઉત્થાનને, અને જન્મ ભુમીને, પોતાની અનોખી છટા વડે આરા ધેલ છે."**

-ઝવેરચંદ મેઘાણી.

એવા એક ચારણ પુત્ર છે દાદુદાન. પ્ર. ગઢવી. (કવિ 'દાદ') જેનાં કાવ્યો-ગીતો પાંખુ કરીને ભારતમાં અને ભારતની બહાર ઘુમી વળ્યાં છે, 'કાળજા કેરો કટકો' એ તો કૈંક મરદ મુછાળાનીયે આંખ્યુના ખુણા ભીંજવ્યા છે, 'હિરણ હલકાળી' ના કીલ કીલાટે હીરણ થી માંડીને વીદેશો ની ધરતી સુધી માદરે વતન માંટે ઝુરતા માનવી ઓના મનને તર બંતર કર્યા છે. 'કૈલાસ કે નિવાસી નમું બાર બારહું' એ સ્તુતી તો સોમનાથ ના સોમેશ્વરથી માંડી ઠેઠ માન સરોવરના કૈલાસ પતીના કાન સુધી ગુંજી છે, અને હજુએ ટી.વી. ચેનલો ઉપર ગુંજયા કરે છે.

જેના ઉપર જગદંબાની કૃપા વરસીછે. તે દાદુભાઈ આપણાજ ગામના કવિ છે. મકરંદ દવે ના શબ્દોમાં કહીયેતો 'દાદુભાઈ નાં ગીતો ને એકાંત ખુણે વાંચતાં એનો ભાતીગળ રંગ મનમાં વસી જાય છે. કવિએ કયાંક બેજ પંકતીમાં માનવ હૃદયની વેદનાને કાજળઘેરી ઘુંટી આપી છે. કયાંક આનંદનો ગુલાલ ઉછાળ્યો છે, કયાંક શૌર્યનું સીંદુર તાણ્યું છે, અને આશ્ચર્યની વાત તો એછે કે આ તમામ વચ્ચે કોઈ અનંત તત્વનો તાર રણઝણતો આવે છે.'

('ટેરવાં' ની પ્રસ્તાવના માંથી)

કવિ દાદ ના નાનાં મોટા થઈને સાતેક કાવ્ય સંગ્રહો પ્રસીધ્ધ થઈ ચુકયા છે. તા. ૧૪/૭/૨૦૦૩ ને સોમવારે રાત ના નવ ના ટકોરે બીજા બે કાવ્ય સંગ્રહો 'ટેરવાં' ભાગ ત્રીજો 'શ્રી રામ નામ બારક્ષરી' તેમજ 'શ્રી ખોડીયાર બાવની' (પુનઃમુદ્રણ) પ.પુજય શ્રી મોરારીબાપુ ના પુનીત હાથો દ્વારા લોકાર્પણ થઈ રહયાં છે, ત્યારે તેની ખુશી દાદના કાવ્ય ચાહકોને તો હોયજ તેમાં નવાઈ નથીપણ તા. ૧૪/૭/૨૦૦૩ ની રાતે એ પ્રકૃતીના

પુજારી ઉપર જુનાણાનો રક્ષક ગરવો ગીરનાર, અને ગરવા ગીરનારની વનારાઈ પણ રાજી થશે.

એ ખુશીમાં ભાગીદાર થવા આપને અમારૂ ભાવ ભીનું અષાઢી આમંત્રણ છે. પુજય મોરારી બાપુ હોય, મહાનુ ભાવો હોય, ગઢવી ઓ હોય, અષાઢ મહીનો હોય, અને આપ જેવાનો પડકારો હોય, પછીતો પુછવાનુંજ ન હોય ને કે કાર્ય ક્રમ શું છે? હા'જરૂર છે. કવિ દાદ ના છંદો ગીતોના માહોલ વચ્ચે ગુજરાત ના લોકડા યરાના પ્રસીધ્ધ કલાકારો ના કંઠે ગવાશે વર્ષાઋતુ નાં ભીનાં ભીનાં વધામણાં.

## 'આયો ઘઘુંબી અષાઢ''

-: નિમંત્રક :-

પુસ્તક લોકાર્પણ સમારંભ સમીતી

જુનાગઢ

# "શબ્દ, નાદબ્રહ્મ"

(ગઝલ)

શબ્દ વિટાય, શબ્દ ઉખળે, શબ્દ ખરે, શબ્દ ફૂલે ફળે.
મેઘ ગળે, બરફ પિગળે, શબ્દ ઘુમે, શબ્દ ના છળે.
સુરજ ઢળે, યુગો આથમે, શબ્દ તો જાગે, પળે પળે.
પરીક્ષા એની, થાયતે કરો, અગ્ની બળે, હિમના બળે.
શબ્દ નો કોઈ, સીમાડો નહીં, હોય ઉદયાચળે, અસ્તા ચળે.
શબ્દ તો પવન, ગમે ત્યાં ફરે, શબ્દને વાળો એમ ના વળે.
શબ્દ પારદર્શક, પાણી જેવો, શબ્દ ગુલાલ માં, ભભુતમાં ભળે.
શબ્દ વિસ્તર્યો બ્રહ્મ સુધી, તે-અહીં પણ મળે ને ત્યાં પણ મળે.
શબ્દ તો શિવનો ભાલ ચંન્દ્ર, યુગોના યુગો સુધી ઝળ હળે.
શબ્દ પ્રભુનુ રૂપ. કવિય ગોતે, કોંક ને મળે કોંકને ના મળે.

- કવિ 'દાદ'